# તિલકકુમાર.

આવૃત્તિ બીજી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મુંબઇ ગુજરાતી નાટક મંડળી,



મુંબઇ:

ધી રાઇઝીંગ સ્ટાર પ્રિન્ટીંગ પ્રેસ મધ્યે,

અલીભાઈ દાઉદખાને છાપી છે.

સને ૧૯૦૩ સંવત ૧૯૫૯

કીંમત રૂ. ૦-૨-૦

# નાટકનાં પાત્રો.

## પુરુષ વર્ગ

તેજસિંહ (તિલકકુમાર)......સુર્યગઢના સ્વર્ગવાસી રાજા તિલકસિંહનો કુમાર.

દુર્જયસિંહ......................તિલકસિંહના કુટુંબની પાયમાલી કરી સુર્યમહેલ પચાવી પાડનાર એક રજપૂત ઠાકોર.

પ્રતાપસિંહ.......................મેવાડના મહારાણા.

અમરસિંહ.......................પ્રતાપસિંહનો કુમાર.

સલીમ.............................દીલ્હીપતિ અકબરશાહનો પાટવી

માનસિંહ.........................જયપુરનો રાજા, અકબરશાહનો સાળો.

ચતુરસિંહ........................માનસિંહનો સાળો. કેદખાનાનો દારોગો.

ભીમચંદ..........................ભીલ ઠાકોર તેજસિંહનો રક્ષક.

હિંદુ લસ્કર, મુગલ લસ્કર, દરબારીઓ. બારોટ, ભીલો, ચોપદાર વગેરે વગેરે.

## સ્ત્રી વર્ગ.

પુષ્પ કુમારી.....................મહારાણાના ભાયાત જયસિંહની કુમારી પાછળથી તેજસિંહની રાણી

દેવી................................રજપૂત કુળ દેવી.

રાણી...............................પ્રતાપસિંહની

ભીલબાળા........................ભીમચંદની છોકરી,

સખીઓ, દાસીઓ, નાચનારીઓ, વગેરે વગેરે.

# તિલકકુમાર.

## નાટકનો ટુંક સાર.

**આ આપણા નાટકની શરૂઆત ઇ૦ સ૦ ૧૫૭૬ માં થાય છે. આની આઠ વર્ષ પહેલાંનો ઇતિહાસ આ નાટકની સાથે સંબંધ ધરાવેછે.**

ઇ૦ સ૦ ૧૫૬૮ માં અકબરશાહે ચિતોડગઢનો કિલ્લો સર કર્યો તે લડાઇમાં મેવાડના માહારાણાની મદદે જતાં આપણા નાટકના નાયક તેજસિંહ (તિલકકુમાર) નો પિતા તિલકસિંહ જે મેવાડના માહારાણાનો ખંડીયો સૂર્યગઢ નામના કિલ્લાનો અધિપતિ હતો તે મરણ પામ્યો. સાથે આપણી નાયિકા પુષ્પ કુમારીનો પિતા જયસિંહ જે મહારાણાનો નજીકનો ભાયાત અને તિલકસિંહનો પરમ મિત્ર હતો તે પણ સ્વર્ગે સિધાવ્યો.

જયસિંહના અવસાન વખતે રાણાજીએ પુષ્પ કુમારીને પોતાની પુત્રી તરીકે માની તેના મુરબ્બી તરીકેનો સર્વ ભાર પોતાને માથે લઇ જયસિંહના આત્માને શાન્તિ આપી હતી.

જયસિંહના સ્વર્ગવાસ પછી પુષ્પ કુમારી પોતાના પિતાના [મિ]ત્ર તિલકસિંહની વિધવા રાણીની છાયા નીચે સૂર્યગઢમાં રહેતી [હ]તી. કારણ તેની મા પ[ણ] તેને બચપણમાં મૂકીને મરણ પામી હતી. યુદ્ધ પ્રસંગ ચાલતો હોવાથી રાણાજી તેની ભાળ લઇ શક્યા ન હોતા.

થોડા વખત પછી દુર્જયસિંહ નામના રજપૂત ઠાકોરે એકાએક દગાથી ચોરની પેઠે રાત્રીએ કિલ્લામાં દાખલ થઇ તિલકસિંહની વિધવા સ્ત્રીની હત્યા કરી તેના દશ વરસના બાળક તેજસિંહને તળાવમાં ફેંકી દઇ સૂર્યગઢ સર કર્યો.

તળાવમાં પડેલા તેજસિંહને ભીમચંદ નામના ભ
ડુબતો બચાવ્યો અને પોતાને ત્યાં છુપો રાખ્યો.

પુષ્પ પણ આ વખતે દશ વરશની બાળીકા હતી ‹
પોતાની રાણી બનાવવાના હેતુથી દુર્જયસિંહે તેને પોતાન
લીધી ત્યાંથી પુષ્પની મરી ગયેલી માતાની જીબાઈ નામ
દાસી પુષ્પને રાતોરાત લઇને નાશી ગઇ. અને ધરપુરના
ગામડામાં સાધારણ વેષે બન્ને રહ્યાં. સર્વે જીબાઇને પુષ્પન
પુષ્પને તેની પુત્રી તરીકે ઓળખતાં હતાં.

એક બાજુ સૂર્યગઢમાં આ બાબત બની.
ચિતોડનો કિલ્લો અકબરશાહે સર કર્યો. ત્યારપછી આઠ
અકબરશાહ અને રાણાજી વચ્ચેના કલેશની શાન્તિ રહી, ચિ
પણ રાણે નમી આપ્યું નહોતુ. રાણાને નમાવવાને અકબ
આઠ વર્ષ પછી ફરી લડાઇ સળગાવી જેની સાથેજ અ
શરૂ થાય છે.

## નાટકની પ્રવેશવાર ટુંક સમજ.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—ભીલઠાકોરના રક્ષણ નીચે રહેતા તેજ
અઢાર વર્ષ થયાં છે. ઉમર લાયક થ
કુટુંબની પાયમાલી કરનાર પર વેર લેવા
છે. રજપૂત રીતી મુજબ તે બાબતની
રજપૂત કુળદેવી પાસે આવેછે. ત્યાં “
બંધ થતાં સુધી દુર્જયસિંહપર હાથ ન
દેવીની આજ્ઞા થાયછે તથા “મહારાણા
હાથે તારો ઉદય છે” એમ સમજાવી
મોકલે છે.

**પ્રવેશ ૨ જો**—મહારાણા પ્રતાપ પાસે મુગલ સેનાપ
અકબરશાહનો કાગળ લઇ આવે છે. કા
પ્રમાણે મુગલોની તાબેદારી સ્વીકારવા

કબૂલ કરે છે માનસિંહ અને પ્રતાપની વચ્ચે વાદવિવાદ ચાલતાં મુગલોને બ્હેન આપવા માટે પ્રતાપ માનસિંહનો તિરસ્કાર કરે છે. માનસિંહ તેનું વેર લેવાની ધમકી આપી જાય છે.

**પ્રવેશ ૩ જો**—પ્રતાપ પાસે બનેલી હકીકત માનસિંહ સલીમને કહે છે, દુર્જયસિંહને રાજ્ય લોભ આપી તેના મારફત પ્રતાપને ફસાવી વેર લેવાનો બન્ને નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૪ થો**—શિકારે નિકળેલા દુર્જયસિંહને સિંહના પંજામાંથી તેજસિંહ બચાવે છે બન્ને વચ્ચે ભેદભરેલી વાતચીત થતાં છેવટ તકરાર થાયછે. દુર્જયસિંહ તેજસિંહ માટે શંકાશીલ થાય છે. તે કોણ છે તે જાણવાના હેતુથી તેની પુંઠ પકડે છે,

**પ્રવેશ ૫ મો**—ખોટી બડાઇનાં બાંકાં ફુંકનાર ભીમચંદની ફજેતીનું ફારસ.

**પ્રવેશ ૬ ઠો**—પુષ્પ સખીઓ સાથે તળાવે સ્નાન કરવા આવે છે. ત્યાં તેજસિંહ ભીલ-બાળા સાથે અનાયાસે જઇ ચઢેછે. પુષ્પ અને તેજસિંહ વચ્ચે પ્રેમ બંધાય છે તેજસિંહના પ્રેમમાં પડેલી ભીલબાળા આ જોઈ નાસી જાય છે. છેવટ બન્ને જુદાં પડે છે, પાછળથી તેજસિંહની પૂઠે પડેલો દુર્જયસિંહ પુષ્પનું હરણ કરી જાય છે.

**પ્રવેશ ૭ મો**—દુર્જયસિંહને પુષ્પની તકરાર ચાલેછે. ત્યાં લશ્કર લઇ લડાઇમાં જવા માટે રાણા તરફનો હુકમી પત્ર આવે છે. તથા માનસિંહ તરફથી રાણાને ફરેબથી ફસાવવા સંબંધી કાગળ આવેછે. લાલચમાં લલચાઇ પ્રતાપને ફસાવવાનો નિશ્ચય કરી દુર્જયસિંહ જાય છે.

**પ્રવેશ ૮ મો**—સલીમને માનસિંહ દુર્જયસિંહ સાથે રાણાને ફસાવવા સંબંધી સંકેત કરી જાય છે પણ રાણો લશ્કર સાથે ત્યાં આવે છે પોતે રચેલી ફરેબની જાળમાં

ફસાવવા રાણાને મુગલ છાવણી પર છુપી રીતે હલ્લો લઇ જવાને બ્હાને દુર્જયસિંહ લઇ જાયછે.

**પ્રવેશ ૯ મો**—દુર્જયસિંહના દગાથી બનાવટી પુલ તૂટતાં રાણો પોતાના લસ્કરથી જુદો પડેછે ને પકડાય છે.

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—તેજસિંહના કહેવાથી ભીમચંદ પ્રતાપને છોડાવવા જાયછે.

**પ્રવેશ ૨ જો**—દુર્જયસિંહની દરબારમાં ચારણનો વેશધારી તેજસિંહ આવેછે. હૃદયવેધક છુપી વેર લેવાની ધમકી આપી નાસી જાયછે, દુર્જયસિંહ તેને પકડવા જાયછે.

**પ્રવેશ ૩ જો**—બાગમાં ચારણ વેશે આવી તેજસિંહ ખુબીથી પુષ્પના મનની કસોટી કરે છે. પાછળથી જાહેર થઈ પુષ્પને નસાડી લઈ જાયછે.

**પ્રવેશ ૪ થો**—તેજસિંહના પ્રેમમાં પડેલી ભીલબાળા, ખુબીથી પુષ્પને પહેરાવેલી વીંટી (જે તેજસિંહ ખોવાઇ ગઇછે એમ કહેછે) "જો મને જડે તો તે મારી, હું થાઉં તે પહેરવાનો અધિકાર" એમ વચન લઇ લેછે. પાછળથી પુષ્પ પાસે તે જુએ છે. નીદ્રામાં પુષ્પની આંગળીએથી તે કાઢી લેછે.

**પ્રવેશ ૫ મો**—બ્રાહ્મણનો વેશ ધારી ભીમચંદ, પોતાના છોકરાને સ્ત્રીવેશ પહેરાવી તે મારફત કેદખાનાના દારોગા લંપટ ચતુરસિંહને બનાવી પ્રતાપને છોડાવી જાયછે. દુર્જયસિંહ ઉપર આ તરકટની શંકા આવે છે. તેથી તેના કિલ્લા સૂર્યગઢ પર લશ્કર લઇ જવાને સલીમ ને માનસિંહ ઠરાવ કરે છે.

(તેજ દિવસે રાતોરાત મુગલ લશ્કર સૂર્યગઢ સર કરે છે.

**પ્રવેશ ૬ ઠો**—પ્રતાપને પકડવા નીકળેલા રી[illegible]ના હાથમાં મુગલ સીપાઇનો વેશધારી આપની [illegible]. કરવા નીકળેલો અમરસિંહ ફસાય છે. ત્યાં તેજસિંહ અનાયાસે આવી તેને બચાવે છે. બન્નેની મિત્રતા બંધાય છે

કેદમાંથી નાઠેલો રાણુપણુ ત્યાં આવી ચડેછે. તેજ સિંહને રાણાનો અહીં સંબંધ બંધાય છે.

**શ ૭ મો**—ચોરેલ વીંટીને આધારે તેજસિંહને ઉંધું સમજાવી ભીલબાળા પુષ્પને કલંકિત ઠરાવે છે. તેજસિંહ પુષ્પનો તિરસ્કાર કરી ચાલ્યો જાય છે. પુષ્પ પણુ તે સ્થાન છોડી જાય છે ભીમચંદને આ બાબતની ખબર પડતાં તે તેની તપાસમાં જાય છે.

**શ ૮ મો**—રસ્તામાં રખડતી પુષ્પ ચતુરસિંહના હાથમાં પકડાય છે ચતુરસિંહ પુષ્પને કેદખાનામાં પુરી ચાલ્યો જાય છે વરસાદથી કેદખાનાની દીવાલ તુટે છે પુષ્પ નાસી જાય છે.

---

## અંક ૩ જો.

**શ ૧ લો**—કેદખાનામાંથી નાસેલી પુષ્પ માનસિંહના હાથમાં પકડાય છે પુષ્પ રાણા કુળની કુમારી છે એમ જાણતાં તેને શાહ સલીમના જનાનામાં બેસાડી રાણાઓ પોતાનાં કરેલાં અપમાનનો બદલો વાળવા માનસિંહ ઠરાવ કરે છે.

**શ ૨ જો**—પુષ્પને સલીમ સાથે પરણાવવા માટે આરંભેલી ખટપટમાં પુષ્પની દ્રઢ ટેકથી માનસિંહ નીરાશ થાય છે. ત્યાં ભીમો પુષ્પને છોડાવવા આવતાં માનસિંહને હાથે કોથળામાં કેદ થાયછે. યુક્તિથી પુષ્પને માટે ત્યાં આવેલા ચતુરસિંહને પોતાને બદલે કોથળામાં નાંખી ભીમચંદ પુષ્પને છોડાવી જાય છે.

**શ ૩ જો**—ભીમચંદ પુષ્પને રાણી પાસે લઇ જાયછે રાણી તથા પુષ્પની ઓળખાણ થાયછે. દેવીના આશીર્વાદથી રાણી

તથા પુષ્પ પુરૂષના પોશાકમાં લડાઇના મેદાન તરફ જાય છે.

**પ્રવેશ ૪ થો**—પુષ્પ તરફના પ્રેમમાં ઠગાયાનો અફસોસ કરતા તેજસિંહનો તથા રાજ ગયાથી રખડતા થએલા દુર્જય સિંહનો સામસામો ભેટો થાય છે. દેવી પાસે લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે પરદેશીય લડાઇ હજુ બંધ પડેલી ન હોવાથી તેજસિંહ દુર્જયસિંહ પર હાથ કરતો નથી તોપણ દુર્જેસિંહ તેનાપર ધસેછે એટલામાં ભીલબાળા પીસ્તોલના બ્હાર સાથે ધસી આવેછે. અણુધારી દુશ્મનની મદદ જોઇ દુર્જયસિંહ નાસી જાયછે. ઉપકારના બદલામાં ભીલબાળા તેજસિંહનો પ્રેમ માગેછે. તેજસિંહ તેને બ્હેન તરીકેનો શુદ્ધ પ્રેમ આપેછે આશામાં નીરાશ થતાં ભીલબાળા પુષ્પને માટે કરેલો સર્વ પ્રપંચ ફોડી દેછે. પુષ્પને નિર્દોષ જાણતાં તેજસિંહ પોતાના સાહસને માટે બહુ પસ્તાય છે. એટલામાં ભીમચંદ તેને શોધતો ત્યાં આવે છે. તેને પુષ્પને શોધવા મોકલી પોતે સૂર્યગઢની ચડાઇપર જવા રાણા પાસે જાયછે. મનમાં હતું તેજ પરિણામ આવવાથી તેજસિંહ અને પુષ્પને યુક્તિસર મેળવવા ભીમચંદ ઠરાવ કરે.

**પ્રવેશ ૫ મો**—રાજપુત લશ્કર મુગલ છાવણીને આગ લગાડે છે. લડાઇ થાય છે. તેજસિંહ સૂર્યગઢ ઉપર રાણાનો વિજય ઝુંડ ચડાવે છે. માનસિંહને હાથે તેજસિંહપર પડતો ઘા પુષ્પ પોતાના અંગપર ઝીલેછે, રાણો માનસિંહને કેદ કરેછે.

**પ્રવેશ ૬ ઠો**—ભીમચંદની યુક્તિથી તેજસિંહ અને પુષ્પનો અજાએબી મેળાપ થાય છે. કરેલાં સાહસ માટે તેજસિંહ પસ્તાય છે. દરબારમાં પુરૂષ વેશે ઇનામ લેવાનુ જણાવી પુષ્પ તેજસિંહથી છુટી પડે છે.

**પ્રવેશ ૭ મો**—દરબારમાં માનસિંહ અત્યંત પસ્તાય છે અને સ્વધર્મ તરફ પાછું તેનું વલણ થાય છે. સ્વધર્મી થએલા

માનસિંહને રાણો કેદથી છુટો કરે છે. બદલામાં માન- સિંહ દુર્જયસિંહના દગાનો ભેદ ફોડે છે. રાણાના તિરસ્કારને પાત્ર થતાં ઝનુની દુર્જયસિંહ આ- પઘાત કરે છે. સર્વાનુમતે સૂર્યગઢની રાજ્ય ગાદી સોંપવા માટે તેજસિંહને ખરી ઓળખાણુ આપવાનો હુકમ થાય છે. તેજસિંહ ખરી હકીકત કહે છે એક તો ગાદીનો ખરો હકદાર તેમાં વળી રાણા ઉપર અત્યંત ઉપકાર કરનાર તેજસિંહને રાજ્યતિલક થાય છે. ઇનામ માગવાનું કહેતાં રાણી અને પુષ્પ જાહેર થાય છે. રાણીને હાથે પુષ્પ અને તેજસિંહનો હસ્ત મેળાપ થાય છે.



# તિલકકુમાર.

**તેજસિંહ ને ભીલો—** 1

દેવી ! પ્રભુ તણા પુજ્ય પદો પામેલી હે !—દેવી.
ક્ષત્રીને શરણું એક તારૂં તારૂં તારૂં ધારી
આવ્યો માતા મારી
હર્ષ ભરે દરશ દે દે વ્હેલીદે— દેવી.
પદ પંકજમાં પ્રેમથી પ્રણમી પુત્ર આ
કુળ માત તેની માગે કૃપા
ભકતના ભયની ભંજનીના વિજય ! વિજય ! વિજય !

**ચારણી—** 2

બસ થાશે વિજય જય જય તારો
છે આશીર્વાદ એ જ મારો—બસ.

**તેજ**—વીસરૂં ના કદી આ આભારો
**ભીલો**—મહાદેવી ! મસ્તક કર ધારો—થાશે.
**તેજ**—ચારણી માતની બોલો જય જય
**ભીલો**—જય જય જય જય જય જય જય જય
**તેજ**—નાચો ગાઓ ધુમ મચાવો
**ભીલો**—મંગળ આરતિ માની ઉતારો—થાશે.

**રાણી—** 3

કળ નહિ પડે કાંઈ મનડું મરે મુંઝાઈ
સ્વામીની સવારી કયાં સીધાવી રે હો દાસી !—કળ
રાણાજી ન રાજમાં છે, કુમાર કોડીલો કયાં છે ?
એ ચિન્તાએ ચક્કરે ચડાવી રે હો દાસી !—કળ
ભુપતિની ભાળ લાવી, બાલુડાને લઇ બોલાવી
શોક સહુ શાણી દે સમાવીરે હો દાસી !—કળ

૧૧

**અમર**— ૪

આવોજી આવો પ્યારા રાજહો
રાણાને રાજે, સૂરજ આજે, સોનેરી સાજે સાજહો—આવોજી૦
ધન્ય ઘડી પળ આજ છે
આંગણુ અંબર રાજ છે
ધન્ય શીશોદી સમાજ છે
માની વધે નીજ લાજ છે—આવોજી૦

**પ્રતાપ-અમર**— ૫

જા જા વિદાય થા વેગે તું કહે તારા શાહને
રાણા નહિ નમે રણે છો રમે—જા જા.
**માનસિંહ**—લડાઈ તણે મેદાન અપમાનનું ઇનામ
મળશે ગળશે ગર્વ આ સર્વ હા
**પ્રતાપ-અમર**—ચલહટ ચલહટ ચલહટ જા.—વિદાય.

**રામીશાગરો** ૬

પ્યાલી પીલો મધુકેરી
રસીલે રંગીલે છબીલે છેલા રાજ !—પ્યાલી.
કામબાન જાદુવાલા હો
મારો નાં જહેરી આંખલીયાં રંગ ઘેરી—પ્યાલી

* * * *

મએ કોમલ હું કામની તુમ જોરાવર જુવાન
શરન આપને સમજો મોહે ના તાનો તીર કમાન—પ્યાલી.
પ્રેમ બાગમેં અએ સખી ! આઇ અજબ બહાર
પ્રેમી જ્યા કરત પ્રેમપર પ્રેમ ફૂલ નીસાર—પ્યાલી.

**દુર્જયસિંહ**— ૭

ગજબ ગજબ થયો ગજબ અરે અપાર
છટકી ગયો શિકાર, ભટકી બન્યો બેજાર

## ૧૨

અટકી વળી પડયો હું વિકટ વન મોઝાર—ગજબ.
ઝાડીઓનાં ઝુંડ ને શીખર પર શીખરો
વળવાને વાટ ના, ન ઉભવાને આશરો
શું કરૂં ? કયાં જઊં ? શો રસ્તો લઉં ?
અહીં જઉં, અહીં જોઉં, તહીં જઉં તહીં જોઉં
ધાર પર ધાર ઉતરાણુનો નહિ આધાર—ગજબ.

બીમો— ૮

જો જો જો જો બીમા ભાઇ રંગે રમે કેવા ?

બીમો—વાહવા ?

અરે વાહવા ! અરે વાહવા !

બીમો—ભાવે ભવાનીને ભોગ દેવા— બીમાભાઇ
દોડી દોડી ને ડાંગ છોડી તોડીને ટાંગ
જોજોને શો જંગ જમાવું ?
લડાઇ તણે મેદાન
રાણાજીનું નિશાન
ઉડાવ્યાનું ઇનામ
લેશે ભડ બીમ ભા—જો જો.

બીમો— ૯

મુવો હાય હાય હાય ભગવાનીઆ !
ભોગ લાગ્યા મારા બાપ— મુવો.
સાપે છછુંદર ગળી, હવે શો થાયેરે ઉપાય ?
ખાધે મરી જાઉં છોડે અંધો થાઉં
ફુટ્યાં હાય પુરવનાં પાપ— ભગવાનીઆ !

બીમો— ૧૦

તમે એકવાર મારવાડ જાજોરે મારવાડા !
મારવાડનાં ઝુમણાં લાજોરે મારવાડા !

તમે ડાબલી લાજો, ડુબલી લાજો.
પાન સોપારી, પાનના બીડાં
દહીંનાં દોણાં શીકે મેલ્યાં,
વાછડ વેલ તમે લાજો રે મારવાડા! --તમે.

ભીલા— ૧૧

રંગ રણુરંગી ભીમા ભાઇ રંગ છે
તોપનો તડાકો ખૂબ માર્યો તમે
એ કામનું ઇનામ લેજો જંગી જુવાન.

૧ લો.—લેજો સલામ.
૨ જો.—લેજો સલામ.
૩ જો —લેજો સલામ.
સર્વે— શેર પર સવાશેર કેવા કહો અમે—રંગ.
૧ લો.—બ-બ-બ બ. ભાઈ છ-છ છાવણી
૨ જો.—વાહ! ઠીક શીયાળાની ઠંડી બની
૩ જો—ધ્રુ-ધ્રુ-ધ્રુ-ધ્રુ-ધ્રુજારી હાય
તેજસિંહ—જોયા શા ફજેતા થાય?
ભીમો—હા-હા-હા— * * * રંગ.

પુષ્પ અને સખીઓ-- ૧૨

ખીલી ખીલીરે જો જો તો (૨)
ખીલી ખીલીરે શરદની સવાર કેવી રૂપાળી સખી!
વ્હીલી વ્હીલીરે જો જો તો (૨)
વ્હીલી વ્હીલીરે અદ્દભી ઓ નાર રજની જો ચાલી સખી
સોનેરી વાઘા ધરી વરઘોડે ચડી ચતુર વર આવે રે
સોનેરી સાડી ધરી વનદેવી વ્હાલ ભરી જો વધાવે—કેવી રૂપાળી

પુષ્પને સખીઓ— ૧૩

સખીરી! મોહન મંત્રની તાન
ભર્યું ક્યાં ગાજે ગંભીર ગાન!—સખીરી!

સજી તાનનાં તીરને સાંધી સૂર કમાન
નઠોર નર એ કોણ છે પીડે મારા પ્રાણ—ભર્યું.
ગોકુળને ઘેલું કરી માનુનીઓનાં માન
મૂકાવ્યાં એ મદન કે કામણગારો કાન ?
(સખી !) કે' જે કાનુડાને કામ, ભૂલી હું તો સાન ભાન, ગાને બની
ગુલતાન

હવે હઠીલાજી હદ જબરો જુલમ ન કીજીએ
કોમળ કાળજડાંમાં કાપ દેવ! હવે ઝાઝો ન દીજીએ
મનનું માન્યું મુખ આજ મોહન! માગી લઇ લીજીએ
રાધા તમારી લીઓ માની મુરારી
દયા કરો. હ્રદય ધરો, ને ભય હરો—હવે.

૧૪

**તેજ**—શાણી ! શીદને શરમાઓ ?
અલબેલી આવો આવો
**પુષ્પ**—રહો અળગા અધીર ન થાઓ
પહેલાં વચને બંધાઓ
**તેજ**—લે વચન જીવન મમ તું છે
**પુષ્પ**—તન મન ધન મુજ તુજનું છે
**તેજ**—બસ આવો હવે પ્રિય પ્રેમ તણા ભર ભર પ્યાલા પી
પાઓરે—શાણી
**પુષ્પ**—પ્રેમ તણે પંથે પળતાં કંઈ બંધન ધર્મ તણું ધરવું
નભ, ભૂ જળ, તેજ, ને વાયુ, વચ્ચે રહી હ્રદય હ્રદય
બેટાવોરે—શાણી !

**પુષ્પ**—

૧૫

વાહ ! ધર્મ તારા ન્યાયને
ન્હાય ન કો રંક રાયને
કાળી ગોરી સહુ કાયને
સમાન છત્ર છાંય દે—વાહ !

## ૧૫

ચડતી પડતી ને ચક્રે ચડતાં
ચડી સહુ પછડાય છે
કોઈ આજે કોઈ કાલે દુકાળે સુકાળે.
સુખ દુ:ખને સમ સમજી રહે હરી ભજી
તેજ નરજીવનને ધન્ય ગણાય છે—વારં.

## ૧૬

સાચને આંચ ન દેજે સ્વયંભૂ!
છું શરણે દીન હું દીનબંધૂ!—સાચ.
આશ તમારી રે ત્રિપુરારી!
રાખી હું બેઠી બાળ બિચારી
હવે શરણનું જો સત જાશે
તો મમ પ્રાણ ને તમ પત જાશે—સ

## ચસિંહ— ૧૭

ખીલ્યાં ખીલ્યાં ભલાં ભાગ્ય અહા! હા!
ફંદ ફરેબે ફસાવી રાણો શીર તાજ ધરૂં મેવાડ પતિનું
વાહવા–ખીલ્યાં!
જુઠો જમાનો નીતીની રીતીએ પાર ન પામો
એ છે નિયમ ખરો
સુખથી તરો
પ્રંપચે પરવરો તો હા હા ખીલ્યાં.

## ૫ અને લશ્કર } ૧૮

હર હર કરી (૨) હામ વરી હરીફને હઠીલ હઠાવો
તીર, તલવાર, તોપોને તોખાર બંદુકોના બ્હાર.
બહાદુરીથી બતાવો હર હર.
કરો ઉદય કરો ઉદય આર્ય ધરમ તણો ઉદય.
વરો વિજય વરો વિજય કરીને અરીનો લડીને ક્ષય
શૌર્યે સમર જમાવો હર હર

તેજસિંહ— ૧૯

હરિ ! લુંટી હાથે લાજ આજે આર્યની અરે
પ્રભુ ! ક્રૂર દ્રષ્ટિ કેમ આજે આર્ય ઉપરે ?
ભાંગ પીધી આજ શું ભગવાન ! છે ખરે ?
કે હા ન્યાય કેરૂં છત્ર છે કળી રાજ ત્યાં ધરે ! હરિ
જાણું નહિ હું નાથ ! આ કૌતુક શું કરે ?
જયદેવી સિંહ શીયાળમાં શીયાળને વરે હરિ !

તેજસિંહ— ૨૦

ભલે જામ જામ જામ વીરા ! જા કામે જામ
ભલે જામ ધરી હામ કરી કામ યશ પામ
રખવાળી વીર ! તારી કરે રામ રામ રામ—ભલે૦

ભીમો } સત્ય સ્હાયે સમરમાં ઉતરવું
સ્વામી શીરને માટે થાય મરવું
નહિ મરવું એ ભવજળ તરવું
સુખ શાન્તિમાં સ્વર્ગે વીચરવું
લેજો પ્યારા આ છે છેલ્લા પ્રણામ

તેજસિંહ }—રખવાળો વીર તારી કરે રામ રામ રામ—ભલે.

વારાંગના— ૨૧

સાહેલીઓ લાવો લાવો મોતી માળો વિજયવર વધાવો.
વધાવો, અલી આવો હરખાઓ હરખાઓ
જઇ વારી વારી વારી (આંસુ) વ્હાલનાં વરસાવો—સાહેલીઓ.
યુદ્ધ હામે શત્રુ સામે ઝુઝી જીત્યા મહારાજ
તરસ્યાં નયણાં તૃપ્ત કીધાં દઇ દર્શન જો આજ
એ પ્રસંગે, ઉમંગે, સહુ સંગે, મળી ગાઓ વિજય જય
થાઓ—સાહેલીઓ

તેજસિંહ— ૨૨

લેશ લેશ રજપુત યોધ્ધો કિલ્લો તાતતણોજ નકી
લેશ વડીલનું વેર વીર નીજ ખડગ રંગી અરી લોહી થઇ

દુર્ગમહીં દગાથકી જે છે દાખલ થનાર
નીરાધાર વીધવા તણું લોહી પીનાર
પાતાળે પેસી જશે ન તોયે બચનાર — લેશે.

તેજસિંહ— ૨૩

વર્ષ એકની વાત ઉપર શુભ માન સરોવર કીનારે
એક યુવક યુવતિ રજપુતનાં બંધાયાં પ્રીતી તારે
યુવક ગયો રણુ ભૂમિ યુવતિ ચંદાવતને હાથ ચઢી
વિધ વિધ વૈભવ સુખ સામગ્રીમાં સત્વર એ જઈ પડી.

*    *    *    *

હતો યુવક એ રાજ બાળ પણ અસ્તોદય પડતાં
તજી અમીરી ધરી ફકીરી નિશદિન વન વન આથડતાં
પ્રથમ યુવકનું હતું હૃદય જેવું તે તેવું છે.
શું યુવતિ વૈભવમાં મોહી આપ્યું વચન નીજ ખોઇ જશે !

પુષ્પ— ૨૪

ગુરૂ રાજને શીશ નમાવીને
કહેજો મારા પ્રણામ નથી કરવાનું કામ તમ અંતર ધામ
વિના—ગુરૂ
ચંદાવતે મુને કેદ કરીરે બેસી રહ્યા છો શું ધીર ધરીરે !
એ શોભે ન ક્ષત્રીનેરે, આળ લેવા આવોને રે નગીના !
પાપીના પંજામાંથી છોડાવા બની છું હાલ બેહાલ
મારું બદન સુકાયું વદન કરમાયું હૈયે શાન્તિ ન જરા
એ કહેજો ગુરૂને બીના-કહેજો.

૨૫

દીન બન્ધુ ! બીરદ દરશાવીરે
દીધી પૂર્ણ દયા વરસાવીરે
તેજ—વરસાવી આનંદની ધારા
પુષ્પ—આવો પ્રાણુ પ્યારા હૈયાહાર મારા કરું નહિ ન્યારારે
—દીન બંધુ !

કામ કોડીલા કંથજી આવોરે

**તેજ**—મનોહારી હુકમ ફરમાવોરે

**પુષ્પ**—છેલ તરંગ રંગ છલકાવો,

**તેજ**—અમીરસ પાઓ જીવનનો લ્હાવો આનંદે ઉડાવોરે-દીનબંધુ

**દુર્જયસિંહ**— ૨૬

પાપી તું ક્યાં જઇશ દૂર હવે!
છેડી મુને શાન્તિ કદી નહિ પામે જગમાં—પાપી.
ક્યારે બસ થાશે ત્રાહ્ય ત્રાહ્ય ત્રાહ્ય ત્રાહ્ય
એ રહ્યું વસી રગ રગમાં— પાપી.
લીધું માન મારૂં માન ઓ નાદાન તો હવે હા!
હાથથી મારે, છે મુકાવે કોણ? જો જઇ
જળ સ્થળ નભ નગમાં— પાપી.

**શીલબાલા**— ૨૭

પ્રીતીની રીતો કાંઇ ન્યારી જણાય
જાણું નહિ આશું થાય?— પ્રીતીની.
મરે પતંગ દીપપર દીપ મન શું ચ્હાય? —પ્રીતીની.
કરી તુંહી તુંહી ટહુકે મયુરને મેઘ ન મળે
ચકોરી નેત્ર શશી સામે જોઇ વિરામે શાન્તિ પામે
શશીનો ચાહ છે પણ ન કાંઇ અરે હાય હાય —પ્રીતીની

**શીલબાળા**— ૨૮

મારાં સાસરીયાંરે આણાં વેલાં મોકલો
આણાં નહિં આવે તોરે જાશે મારો જીવડો-મારાં.
પરણ્યો બાંધી પ્રીતડી એ એકલો પરદેશ રહે
છલકાતું આ જોબનીયું વીયોગ એનો કેમ સહે?-મારાં.

**પ્રતાપ** ૨૯

રેરે બચાવો! રે બચાવો! રે બચાવો હરી!
હું દુખું દુખું છું દયાળુ! અતે આશ ભરી—રેરે.
ભલે મમ પ્રાણ નાશ કરજો

ભલે ધન ધામ ધરા હરજો
ભલે આ સુત સહુએ મરજો
વિજયવર આર્યનો વરજો—રેરે.

**ભીમાનો છોકરો—** ૨૦

આવો આવો અલબેલા રમીએ ઉમંગમાં
રમીએ ઉમંગમાં પ્યારા પ્રેમ રંગમાં—આવો
જેવી હું જોબન ભરી છું તેવો તું છે છેલ

**ભીમો—** જોડી તો છે ખૂબ બની વાહ !

**ભીમાનો છોકરો—** તું અસ્વર હું બેલ—રમીએ.
જોને નયણાં શાં રસીલાં ને શો કમર લચકાવ ?

**ચતુરસિંહ—** જાન કુરબાન જાન ! તુજપર આવ બસ આવ પ્યારી
આવ આવ—રમીએ.

**અમર—** ૨૧

રવી કુળ કેરો રવી આજે રે વેરી વાદળે ઢાંક્યા.
અંધારી છાઈ દુઃખી રાત છુપ્યા ક્યાં જઈ મારા તાત !· રવી.
જોયાં સહુ સ્થળ શહેરનાં, જોયાં જંગલ રાન,
જોઇ ગુફા ગીરિઓ તણી ન જોયું આપનું નામ નીશાન
જોઉં ફરી ક્યાં હવે હરી ઓ ! મેવાડ દેશનો માનીતો રવી.
અંધારી

**અમર—** ૨૨

શાણા થઈ આ શું બોલો ? હો પ્યારા ! — શાણા
માયાનો પડદો ખોલો હો પ્યારા માયાનો —શાણા
ધન યૌવન ચાલ્યાં જશે ગુણ ચાલ્યા ના જાય
શાણો એ સંસારમાં ગુણીયલને જે ચ્હાય
ઉંચ નીચ આ વીશ્વમાં અજ્ઞાને અથડાય
દેવ તણા દરબારમાં કોણ રંક ને રાય !
શ્મશાનમાં જઇ ખોળો હો પ્યારા ! — શ્મશાનમાં.
તો જોશો એક માટીનો ગોળો — માયાનો-શાણા.

પ્રતાપ— ૩૩

ઉખેડું અવનમાંથી આમ
ઠામ ઠામ મુગલોનાં નામ ને નીશાન બાળીને તમામ-ઉખેડું,
વેર ! વેર ! ભરી મન માંહી દીન નીશ હવે
અમોલી આ જીંદગીનું એક હું માનીશ હવે
એજ કામ ઉખેડું.

ભીલબાળા— ૩૪

હમણાં તો આ મુદ્રિકા મુજ પાસ છુપાવું
છળથી ભોળા તેજસિંહને હું ભરમાવું
પુષ્પ તણાં શીયળ માટે શંકા ઉપજાવું
ને એ પાસે મુદ્રિકા આ પાછી મંગાવું
નથી પાછી આપી શકવાની
કરશે તેથી આનાકાની
કે શંકા મજબૂત જવાની
ખૂબ પછી હડધૂત થવાની
થાશે એ બહુ ફીટ્ ફીટ્ ફીટ થાશે આપણી જીત્ જીત્ જીત
ચાલ ચાલ બસ રંગ જમાવું એજ—એજ—એજ.

તેજસિંહ— ૩૫

અજબ છે પ્રેમનો વાસો
હૃદય માંહે થએલોરે— અજબ
પ્રેમી માટે પ્રાણ મન દેવાને તૈયાર
પ્રેમી માટે વીર જન જોય જીવનમાં સાર
પ્રેમ અંધ જોઈ ના શકે શુભ અશુભ શું થાય
પ્રેમ ધકેલે જઈ ચડી સરવે ખોતો જાય
પ્રેમ જુવે નહિ કીરતી કે અપકીરતી થાય
પ્રેમ સાંકળે સંકળ્યો જ્યાં દોરે ત્યાં જાય
તજ્યો રણજંગ એ રીતે તજી મેં તાતની ગાદી
ફક્ત એ પ્રેમીને કાજે કલંકી બ્હીક મેં છાંડી
બતાવ્યો વેરીને વાંસો -હૃદય.

પુષ્પ— ૩૬

ન રહતું એ હૃદય મારાં ધરા ધન ધામ લુટાતાં
કદી પરિવારથી પણ એ અભાગી તું છૂટી જાતાં
છબી જે અંતરે છાઈ ન જો એ જાય ભુંસાઈ
ન રહતું એ હૃદય મારાં કદી મળી માટીમાં જાતાં—ન રહતું૦
પ્રપંચી પ્રેમના ફાંસા રૂપી સંસારની આશા
કરી અળગી અલખ રટને શરણ સમશાનનું સ્હાતાં—ન રહતું૦

ચતુરસિંહ— ૩૭

છેલ છબીલી નાર ઘુંઘટડાનો પટ ખોલને

પુષ્પ—જરા શરમા શરમા, નહિ મૂરખ તું થા, જા જા દૂર જા. છેલ
ચતુર—પ્રેમ પ્યાલી તું પા ને સુખી શાણી થા.
પુષ્પ—દૂર દીવાના જા શીદ અગ્નિમાં ધા ?
ચતુર—વ્હારે હમામ તારો
પુષ્પ—મુકી દે હાથ મારો
ચતુર——કરી દૂર ડાળ એ મીઠી ! બોલ બોલને—છેલ૦

પુષ્પ— ૩૮

દુર્દૈવે કરી દુખીયારી સુણો કરમ કથા આ મારી
મરી માત ગઇ ગયા તાત દયા દીન બાળ તણી ન જરાય
ધરી મનમાંહ્ય કરી નોધારી—સુણો
બાળા શીશોદી વંશની પુષ્પ કુમારી નામ
રાખ્યાં રખડું તાતનું છુપું નામ નીશાન
જયસિંહજીની કુંવરી હાય શી હાલતમાંહી ઠરી—મરી.

પુષ્પ— ૩૯

નહિ નહિ કદી નહિ આ અને ન લોપે ક્ષત્રી લાજ
ધરી દેહની શું દાઝ કરે કેશરી અખાજ—નહિ૦
મૂકે સમુદ્ર માઝ ઉલટે કદી ધરાજ
અટંકી ટેકનાજ તજે ન શીશોદી રાજ—નહિ.

રાણી — ૪૦

વ્હારે વ્હાલાજી કેરી ધાઓ વીભૂજી ! વેગે વ્હારે વ્હાલાજી
કેરી ધાઓ

તુજ કૃપાએ ભોળા ! ભક્ત તણાં હો સરવ સંકટ દૂર
થાઓ—વીભૂજી•
ધર્મ એવો હો ! ધર્મ ધારી રાણાના જયના વાવટાજી
વાઓ—વીભૂજી•
વિશ્વે વાયુ સીંચાવે જહીં, તહીં ગીતો ગુણનાં રાણાજી
કેરાં ગાઓ—વીભૂજી•

આકાશવાણી— ૪૧

આજે વિજય નાદ તમ તણો
સરવ શક્તિ સ્હાયકર બનો—ગાજે
એવું જોર દેવીઓ દાખો, સેવી શસ્ત્ર ધા શત્ર ભાખો
રંગ રંગ ક્ષત્રી વીરનારી
પુષ્પ અને રાણી—સઘી આના જે માન તમારી થયો જય જય
ગણો—ગાજે.

દુર્જયસિંહ— ૪૨

રાજ્યથી તારાજ થઇ વનવને ફરૂં
ઘટનો શો ચમત્કાર ઘડીનો શો ફેરફાર ?
એહ વાતપર વિચાર નિશદિન કરૂં—રાજ્યથી•
છતાં એનું દુઃખ ન મન, વ્હાલીનું ક્યારે વદન
જોઉં ? પુષ્પ ! પુષ્પ ! એક ચીત્તથી સ્મરૂં—રાજ્યથી

નાયકા— ૪૩

જાઓ પીયા જાઓ સોતન ઘર જાઓ—
સોતન ઘર જાઓ બેરન ઘર જાઓ—જાઓ
બાતે ન બનાઓ જાઓ મોહે ન સતાવો
દેખી પ્રીત તીહારી
તુમકો ભઇ અબ સોતન પ્યારી
મોસે જુટી પ્રીત ન લગાવો—સોતન.
છાંડ મોરી બૈયાં છાંડ છૈયા નાં જરાવો

* * *

ના મઍં બોલી ના મઍં ચાલી
ચટક દીની ચુનીયાં મોરી તઞોયા તીલ્લા હાય.
હાય હાય હાય— છેલા.

ભીમ ૪૫

મારા બાલુડા રાજ જરા ધીર ધીર
તેજસિંહ—મારો સુખનો સમાજ સહુ લુંટાયોરે આજ
ધીર કહે વીર કેમ ધારૂં લગીર—મારા૦
સંસાર સાર મારા જીવનનો તાર
હાય હાથે મેં તોડ્યો છે વિના વિચાર.
ભામા—લલાટે ભાઇ લખ્યું શાથી ભુંસાય ?
શોક કીધે શું થાય ? ખાલી સુકે શરીર—મારા૦

૪૬

પુષ્પ—મારા રસિક છબીલા સુંદર સુઘડ વર ચાલો ચાલો તમે
તેજ—મમ હૃદય રતન, મમ જીવનનું ધન, પ્યારી ચાલો ચાલો તમે
પુષ્પ—કરૂં તન મન ધન તમ અરપણ સાજન ચાલો ચાલો તમે
ઘેલી ઘેલી હું તો પીયુજીના પ્યારપર
તેજ—ઘેલો ઘેલો હુંતો આ ઘેલી દીલદારપર
પુષ્પ—વારી વારી હું થાઉં ભોળા ભરથારપર
તેજ—બલિહારી હું જાઉં હૈયાના હારપર
પુષ્પ—જાઓ જાઓ જાઓ જાઓ ચતુરાઇ ન ચલાવો તમે—મારા.

.. ારનારી કરધારી

તલવારે સંહારે સદા અરિ—દે હરિ૦

